

# ઇસમાઇલી ચાબુક

## નાં. ૩ જો

અથવા

## મીં૦ કાબાનું

### ઠેકાણે આવેલું ભેજું.

આવૃતિ ૨ જી. નકલ ૧૦૦૦


લખનાર—

ઈ. ક. વરતેજી.



પ્રગટ કર્તા—

મુખતાર નાનજી.

કિંમત એક આનો. જુન ૧૯૧૭

મળવાનું ઠે૦–ધિ ઈસમાઈલી સાહિત્ય ઉતેજક મંડળ,

નીશાનપાડા રોડ મુંબઈ–૯.

ધી ખોજા સીંધી પ્રીંટીંગ પ્રેસ ૧૧૩, પાલખી મહોલા
મુંબઇ-૯ માં મેનેજર વલીભાઇ નાનજીએ પ્રગટ કર્તાઓ
માટે છાપ્યું ને મુખતાર નાનજી સતીયાનીએ ખડક જમાત
ખાના પાસે મુંબઈ નં. ૩ મધે પ્રગટ કીધું.

ત્રિપાઠ

ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ

# ઈસમાઈલી ચાબુક નાં. ૩ જો

ઉર્ફે

# કાબાનું ઠેકાણે આવેલું ભેજું.

લખનાર--વરતેજી.

**વઅ તસેમુ' બે હબ્બ લીલ્લાહુ જમીઅન.**
**વલા તફર્રકુ.**

**અર્થ:**--અને મજબુત પકડો તમો ખુદાની રસ્સીને એકઠા થઇને અને તેનાથી જુદા થાઓ નહી.

* * *

તે દિવસ યાદ કર જે દિવશે અમે દરેક પ્રજાને તેના ઈમામના નામથી બોલાવીએ છીએ.

(સુરે અનઆમ આ. ૭૧)

નુરે હિદાયતના વર્ષ પેહેલાંના અંક બીજામાં પેજ ૧૯ માં **ઈમામ કેવો જોઇએ?** એ હેડીંગ નીચે મી૦ કાબા કેટલુંક લખાણુ (પોતાનું આમાલ નામું ધોઈ નાંખવા જેવી) હકીકતો લખે છે. અને તે બાબત

અમારા તરફ પ્રગટ થએલ, **દુઆના દુશ્મનને ઝટકો** તથા **ફીતુરી ફતવાને ફટકો** એ નામનાં પુસ્તકમાં પેજ (૪૨) ના બીજા પેરાથી. (૪૩) સુધી લખાયલા સળંગ પેરાનુંજ પરિણામ છે.

અમો આ પ્રસંગે પ્રથમ તો અમારો મજકુર પેરેગ્રાફ અને તે બાબતમાં ઉપજાવેલો જવાબ- **નુરે હિદાયતના** અંક બીજાના પેજ (૧૯) માંની વિગતો સહાબરી આ નીચે દાખલ રાખીને ઉપરથી અમારા ખરા લેખ બાબત જાહેર ઇનશાફી વાંચનારાઓને સમજ પડે તે ખાતર વિવેચન કરીશું.



## "દુઆના દુશમનને ઝટકો"

અને

## "ફિતુરી ફતવાને ફટકો"

(પેજ ૪૨ થી ૪૩ સુધી.)



"અમો ઇસમાઇલીઓ **ના૦ આગાખાનને ખુદાનાં નુર** તરીકે, ઇમામ ગણીએ છીએ; તેને તમો ચતુર પુરૂષ માનોછો. તે પણ કુરઆન શરીફના ફરમાન વિરૂધ્ધ સાબેત થાય છે. કારણ કે,

**અલ્લાહો નુરૂસ-સમાવાતે વલ અર્જ.**

અર્થ :--અલ્લાહ જમીન અને આસમાનનું નુરછે. અને,

**યહ દીલ્લાહો બેનુરેહિ મંય્યશાઓ,**

**અથ :**--ખુદા પોતાના નુર વડે જેને ચહાય છે. તેને રંસ્તો બતાવે છે. તો એ અલ્લાહ જે જમીન અને આશમાનનું નુર છે. ને પોતાના નુર વડે હિદાયત કરે છે. તો અમોને **૯૦ અલી** જે ખુદાનુ નુર હતા. તેની સીધી નસલે ઉતરી આવેલા અમારા **હાજર ઈમામ નામદાર હાલના આગાખાન ૪૮ મી પેઢીએ** છે. અને તે **હદીસુસ સકલૈન** મુજબ કુરઆન અને ઇમામ તરીકે આ દુનીયામાં સાથે જાહેર છે. (પણ ગ-ઇબ નથી.) જેનો એક છેડો દુનીઆમાં અને બીજો છેડો ખુદાથી છે. તેમના વડે અમોને ઇસલામના હક રસ્તાનું જે રીતે ફરમાન થાય છે. તે અમારે બજાવ-વાની ફરજ છે. નહિ કે તમારા જેવા એક કનિષ્ટ હિંમતવાળા અને બાપ દાદાએ (૫૦૦) વરષના અખત્યાર કરેલા ધર્મથી વિમુખ થએલ કે જેને કુરાને શરીફ પણ (પરહેઝગાર નહો હોવાથી) બોધ કરતું નથી, તેવાના લખવા સામે તીરસ્કાર બતાવ્યા સિવાય જોવાનું પણ હોય? ”



# "નુરે હીદાયત-અંક બીજો"

પેજ ૧૯ થી ૨૨

# ઈમામ કેવો જોઇએનું લખાણ.



"આ ધાંધલીઆ સમયમાં, જ્યારે કે ઈસલામીઓની કોમી ઉભરાણુ ઠંડુ થતું ચાલ્યું છે. અથવા તો બીજા શબ્દોમાં કહીયે તો તે જોરાવર એંનજીનના પાવરમાં ફરક આવી ગયો છે. અને તેના પાંખડાં તથા ફીલ કાંટાએ ઢીલા પડી ગયા છે. તેમના પ્રાચીન જોરાવર એનજીનનો જોરાવર પાવર, જે હજારો ગાડીઓને વીજળી વેગે સેરાતે મુસ્તકીમ તરફ લઇ જતો હતો, તે હવે દરેક તેના ભાંગી તુટી ગાડાને એવો હોસલો થતો ચાલ્યો છે, કે, તે પોતે પોતાનેજ જોરાવર એનજીન જણાવે.

ઇસલામના પાવરફુલ તાજીમ તથા તકરીમના શબ્દોમાં, જે ગોરવ ભરલું હતું, અને જે શબ્દો ખાસ માસુમો માટેજ મખસુશ હતા, તેને દરેક આમજી ભામજી માટે લોકો વાપરવા લાગ્યા છે. અને અકકલનાં આંધળા અને ગાંડના પુરા લોકો, તેતે પવિત્ર શબ્દોની નુકકા ચુટી કરી રહ્યા છે. અને તે બાબતનો તેઓ કાંઇ પણ વિચાર કરતા નથી કે, તેમની તેવી ગેર વ્યાજબી હીલચાલનો તેમને કેવો ખરાબ બદલો ભોગવવો છે. અને

કેટલાં બધાં લોકોના ઇમાનને તે બરબાદ કરવાનું કારણ થઇ પડશે. ચુનાંચે તેવા પાક તથા તાજીમને લાયક શબ્દોમાં એક શબ્દ "ઇમામ" છે. જેના સંબંધમાં અમો થોડી લીટીઓ આજે લખવા માંગીએ છીએ.

જ્યારથી અમોએ હોશ સાંભળ્યો છે, ત્યારથી અમો એ હદીશ સાંભળતા આવ્યા છીએ કે જે મનુષ્ય ઇમામે વકતની પીછાણ નહિ કરે, તે જાહીલીયતની મોતે મરશે. હદીશના આ શબ્દો કેવા જબરદસ્ત અને હોલનાક છે. અને જેને સાંભળવાથી મુસલમાનોના બદનપર રૂંગટાઓ ખડા થઇ જાય છે. અને ઇમામતનો જુઠો દાવો કરનાર માટે તે એક ખાત્રી પુર્વકની ઢાલ થઇ પડે છે.

ઉપરની હદીશ તો બીજાઓની જેમ અમોએ પણ સાંભળી છે. પરતુ જ્યારે અમોએ મજહબી શોધખોળમાં કદમ લંબાવ્યો, ત્યારે તે હદીશ અમારા માટે ખાનપાનની જેમ એક અગત્યની વસ્તુ થઇ પડી; કેમકે જો ઇમામે વકતને પીછાણીએ તોજ જ્ઞાનની મોતે મરવાનું નસીબ થાય; નહિતર અજ્ઞાનતાની મોત પ્રાપ્ત થતાં આ લોક તથા પરલોકની બરબાદી થાય. આવી સ્થિતી હોવાથી અમોને તે બાબત સબંધે બહુજ કાળજી થઇ આવી અને રાત્રી દીવસ ઉઠતાં બેસતાં તેનીજ ધુન લાગી ગઇ. ઇમામે વકતની પીછાણના સંબંધમાં જેટલી જેટલી કીતાબો અમોને મયસ્સર થઇ શકે, તેતે કીતાબો

ઘણાજ વખતનો ભોગ આપી વાંચી તથા વિચારી જોઇ. અને અમારી ઇચ્છા એવા માર્ગપર જઇ પહોંચી કે, જેમ બને તેમ જલદીથી અમો આ શોધખોળમાં કામે યાબ થઇ, આ લોક તથા પરલોકની નેકનામી મેળવી સેરાતે મુસ્તકીનના હકદાર બનીએ.

કીતાબો મયસ્સર થાય, તે પહેલા અમારી સામાન્ય દ્રષ્ટિ સ્થાનિક મસજીદના કેટલાક પેશ ઇમામ તરફ ગઇ, પરંતુ અમોને સાધારણ તપાસથીજ જણાઇ આવ્યું કે, પોતે નીતિ રીતિમાં તદન પડી ગયા છે કોઈ વ્યભિચારી તો કોઇ જુઠું બોલનાર કોઇ શરાબી તો કોઈ ગંજેરી ભંગેરી વિગેરે વિગેરે ગુનાહે કબીરાના ભોકતાછે. વળી ઇલ્મની બાબતમાં પણ બહુજ દયાજનક સ્થિતિમાં મુકાયા છે. એક મોલવી સાહેબે તો વાએજમાં જણાવ્યું કે, કુરાને મજીદના ( ૨૨ ) માં સીપારામાં કોટ, પાટલુન નહિ પહેરવાનું ફરમાન છે. તો તેવી એકંદર તપાસ વચ્ચે મજીદના પેશ ઇમામોને ઇમામ નામના પવિત્ર તથા કીર્તિવત શબ્દ સાથે કાંઇ પણ નીશબત નથી તેમ જણાયું.

જે જે ફીરકાના લોકોએ પોત પોતાના ઇમામોના લોકોએ પોત પોતાના ઇમમોનાં નામો જણાવ્યાં તેમના જીવન ચરિત્ર તપાસ્યાં, તો તેમાં કેટલાક એવા ઇમામો જોવામાં આવ્યા, કે જે શરીઅતે ઈસલામથી ઉલટો હુકમ કર–

નાર હતા, કેટલાકો માત્ર પોતાના માટે ઇમામ શબ્દની ઢાલ બનાવી, તે દ્વારા મુરીદોના તન, મન, ધનને લુટતા હતા, કેટલાકોના વિચારોમાં તો કાંઇ સ્થિરતાએ નહિ હતી. કદી કહે છે કે શરીયત પ્રમાણે ચાલવું; તો કદી કહે છે કે શરીઅતને મેં તોડી પડી છે. માટે જેમ મરજીમાં આવે તેમ વર્તવું કોઇ મસજીદ બણાવવાનો હુકમ કરે છે. તો કોઇ તેને તોડવાનું ફરમાન કરે છે. કોઇ શરાબી તો કોઇ વ્યભિચારી છે કોઇ તો દુનીઆની મોજ મજાજ માણે છે. આવી સ્થીતી જોતાં તેમના પ્રત્યેની મારી આસ્થા તદન ઉડી ગઇ અને મને એમ લાગ્યું કે, તેઓ પોતાને જે ઇમામ જણાવે છે, તે તદન ધુર્તતા અને ઠગબાજી છે.!

ઉપર પ્રમાણેની હકીકત જોતાં મારા વાંચવામાં કેટલાક ઈમામોના એવા વરતાંતો પણ આવ્યા, કે જેમાં ગુનાહે કબીરા કે સગીરાનો ડાઘ જોવામાં આવ્યો નહિ તેમના ઇલ્મો અમલની ઘણીજ કીર્તી સાંભળી તથા વાંચી તેઓના ઓલો તથા કાર્યો ઇસલામ તથા ઇસલામીઓના હીતનાજ જોયાં; પરંતુ મને એ બાબતની સુઝ પડી નહી કે તેમનેજ ઈમામ કેવી રીતે માન્ય રાખવા, હજી હું આવા વિચારમાં હતો, કે પોસ્ટમેન મી૦ વજેશંકરે ટપાલના કાગળો તથા છાપાઓનો થોકડો મારા ટેબલપર લાવી મુકયો.

જો કે મને પ્રથમ છ પારાઓ કરતાં કાગળો વાંચવાની આદત છે; પરંતુ લખનઉનું **અખબારે ઈમામીઆ** નામનું છાપુ મને એટલું તો પ્રિય હતું કે હું તેને કાગળોની પહેલાંજ વાંચવાનું પસંદ કરતો હતો, છાપું ખોલ્યું તો તેના બીજાજ કોલમમાં, નીચેની હદીસ મારા વાંચવામાં આવી.

**"યા અય્યોહન્નાસ ઈન્ની મોખલે,**
**કુન ફી કુમુશ સકલૈન કિતાબલ્લાહે.**
**ઈતરતી અન તમસ્સકુમ બે હુમા,**
**વલમ તઝલ્લુ બાઆદી."**

**અથ:**-અય લોકો હું તમો વચ્ચે બે બુઝુર્ગ વસ્તુઓ છોડી જાઉં છું એક કીતાબ કુરાને મજીદ અને બીજી મારી અહેલે બયત, જો તમે મારી બાદ તેની પેરવી કરશો તો, હીદાયત પામશો અને જો તેનાથી ફિરી ચાલશો તો ગુમરાહ થઇ જશો.

ઉપરની હદીસ વાંચતાંજ હું ચોંકી ઉઠયો, અને જાણે મારા મનનું સમાધાન થઇ ગયું હોય તેવું મને લાગ્યું. હું સમજવા પામ્યો કે આ હદીસજ ખરા ઇમામની શોધ માટેના ત્રાજુ સમાન છે. જો હું તે કાંટામાં મારી સઘળી તપાસ તોળી જોઇશ તો, અલબતા હું જલ્દીજ જમાનાથી ખરા ઇમામને પારખી કાઢીશ.

# પહેલી શરત

હજરત પયગંબર સ૦ ની ઉપર જણાવેલી હદીસથી મારા જાણવામાં એમ આવ્યું કે. જેમ કુરાનને માનવાનો હુકમ ખુદાતાલાનો છે. તેમ એહલે બઇતને માનવાનો હુકમ પણ ખુદાનો છે, કોઇ પણ ઇનશાન બીજા ઇનશાનને પોતા તરફથી ઇમામ મુકરર કરી શકે નહિ. ઇમામ ખુદા તરફથીજ નીમાયલો હોવો જોઇએ. આ ઉપરથી મને ખાત્રી થઇ કે જેને ખુદાએ ઇમામ બનાવ્યો હોય તેજ ઇમામ ખરો ઇમામ છે. બાકીના બધા જુઠા, લઇભાગુ સ્વાર્થી તથા ધુતારા છે. ખુદાએ જેને ઇમામ નીમ્યો હોય તેજ ઇમામની તાબેદારીથી દીન તથા દુનીઆની ભલાઈ નસીબ થાયછે. પણ તેથી ઉલટી રીતે જેઓ જુઠી રીતે લઇભાગુ તથા સ્વાર્થી રીતે ઇમામની દુકાન ખોલી બેઠાછે. તેઓ ખરા ઇમામ નથી અને તેની તાબેદારી તથા પઇરવીથી દીન તથા દુનીઆ બરબાદી થાય છે.

કેટલાકો એમ કહે છે કે સઘળા મુસલમાનો મળીને મેજોરીટીથી જેને ઇમામ ઠેરવે, તે ઇમામ કહેવાય; પરંતું તેઓઓની વાત મને મારી તપાસમાં ખરી લાગી નહિ. મેં તુરતજ કુરાને મજીદને ખોલ્યું. અને તેના આયાતોનો પ્રોફેસર રસ્કહાની કૃત તરજુમો જે ગુજરાતી

ભાષામાં એકલો નાયબ તથા રહેમત સમાન તરજુમો છે. તે વાંચવા માંડયો. મને જણાયુ કે પ્રથમના દરેક સાહેબે શરિયત પેગંબર પછી તેના ઇમામો ખુદાએ મુકરર કીધા છે, પણ તે વખતે પેગંબરી સીલસીલો ખતમ ન હોતો થયો તેથી તેને ઇમામને બદલે પેગમ્બર નામ આપ્યું છે. ઇસલામ આયએ અલયોમ પ્રમાણે પરિપુણ છે. તેથી ઇમામ મુકરર કરવનું કામ ખુદાતાલાએ છોડી દીધું હોય તે વાત કોઇને પણ ગળે ઉતરે તેવી નથી. ઇનશાન ભુલને પાત્ર છે, અને તેથી ભુલને પાત્ર ઇનશાનની તાબેદારીનો હુકમ ખુદાતાલા કદી આપે નહી, અને ભુલને પાત્ર ઇનસાનનો હુકમ પરિપુર્ણ હોઇ શકે નહી.

માટે ઇનશાનો ઇમામ ઠરાવે તે ઇમામ નથી પણ તેઓ ખુદાતાલા સાથે જગ કરનારા અને લોકોને ગુમરાહ કરનારા અને એ દહાડાની લીઝત માટે પોતાની કબરને ધગ ધગતી આગથી ભરનારા છે. માટે તેવા ઇમામને કોઇએ ઇમામ કહેવા કે માનવા જોઇતા નથી. અને જેઓ માનતા હોય તેમણે તેમને પાણીચું આપી દેવું જોઇએ

( બાકી હવે પછી )



મી૦ કાબા ! ઊપરના લખાણનાં જવાબમાં અમો કહીશું કે:—

અહેલે બઈતિ સિવાય-કે જે અહેલે બઇત તરીકે કુરઆન અને હદીસ સકલઇન જેને પુરવાર કરે છે. તેના સિવાયના બીજા હામજી બામજીની ગણત્રીમાં અમો હાલમાં નકલી ઇમામ તરીકે બહાઉલ્લા અને કાદીયાની જેવા જાહેરની હરોલમાં ગઇબ ઇમામની માનીનતાને પણ ખરો ઇસલામી લાગણીથી કહેવા અચકાશે નહી. અને અકકલના આંધળા અને ગાંડના પુરા લોકો તરીકે જેને તમો ગણાવો છો તે વિષેશણોનો તઊક તમારી ગરદનમાં ન આવી પડે તેટલા માટે તમારે ઉછળી પડવા જેવા વિશેશણો વાપરવા પહેલાં મધ્યમ ભાષા વાપરવાની જરૂર છે, કારણ કે તમારૂં આખું લખાણ વાંચતાં અમો ધારીએ છીએ તેમ જો તમો દુરાગ્રહ નહી કરનાર હો તો તમોને અંધારી રાતની મુસાફરી વખતે ભુલથી ફેંકેલા કાંટા સુરજ ઊગતા તમારા રસ્તામાંજ નાંખેલાં દેખાતા તમોને પસ્તાવો કરવો ન પડે. અને જ્યારે તમોને ગેર **વ્યાજબી** હીલચાલની ગણત્રી વાજબી ફરજ સમાન દેખાશે ત્યારે તમોજ તમારા ચિતરેલા લખાણને ભુસાઇ જવા ખરી લાગણી બતાવશો, અને ઇમાનની બરબાદી માનો છો, તે આબાદીના સ્વરૂપમાં **નિરખશો**, અને વખતે તાજીમને લાયક શબ્દમાં એક શબ્દ **ઇમામ**

ના સંબંધમાં લખશો ત્યારે ખુદાઇ નુરના અજવાળાથી હાલ લખવાં કોશેશ કરી છે, તે કરતાં લાખ ગણી હિંમતથી લખવા ઉશકેરાશો.

મી૦ કાબા ત્રીજા પેરામાં જે હોશ સાંભળ્યો છે. તે બહેતર તમોને હીદાયતના નુર તરીકે હદીસ તદન વાજબી અને ખરી સમજાય છે.-- કે જે મનુષ્ય **ઇમામે વકત**ની પીછાણુ નહી કરે તે જાહીલીયતના મોતે મરશે.

મી૦ કાબા ! અમો દરેક ઇસમાઇલી ખરાં અંતકરણની લાગણીથી, જે બીજા દોરવાઇ જનારાઓ માટે દુવા માગવી હોય તો તે માત્ર એકજ છે, અને તે તમોએ ઉપર દર્શાવી છે. તેજ હદીશ મુજબ છે કે- **ઇમામે વકત**ની પીછાણુ દરેકને ખુદા આપે, ( આમીન ) હદીસનો આ જબરદસ્ત શાયાને તમો " **હોલ નાક** " (ભયવાળા ) તમો ગણો છો, તેને ખુદા તમોને તે હદીસના શબ્દો આનંદ રુપ દેખાડે એટલી ખાસ તમારે માટે અમારી ખુદા પાસે દોઆ છે. કારણ કે મી૦ કાબા ઇસમાઇલી મહાન પીરોની બુઝરગીનો ખ્યાલ તમોને જોર તે આવ્યો છે, તેમાં તમો તમારી અટકળ અને ડહાપણ ઉમેરતા રહ્યા છો. તેનું આ પરિણામ છે કે **સેરાતલ મુસ્તકીમ** બતાવવાવાળી હદીસ શરીફ જેવી સુંદર અને ઉપયોગી બાબતને તમે હોલ નાક

ગણો છો, અને હદીશ એવી ઇમાનનું જીવન આપનારાવાળી ચીજછે કે, તે સાંભળતા ખરા ઇસ્લામીનાં રૂગટાં ખડા કરી દહેશત આપતી નથી. પરંતુ આનંદમાં તલ્લીન કરનારી છે. ત્યારે ઇસલામના વિરોધીને રૂગટાં તે ઉભા કરનારી અને હોલનાક હોય છે.

મી૦ કાબા ! તમો તમારો વધુ પડતો ફાંકો ઇસલામાનો બજુ કરવાને મુકી દઈને તમારા પોતા માટેજ ચાહો તો તમોને ઇમામે વકતની પિછાણ રૂપી પહાડ ઉપર ચઢવાની મુસાફરીમાં સહેલું થઇ પડશે. જો તમો દંભનો બોજો માથે રાખતા રહેશો, તો તેટલોજ તમોને આગળ વધતાં રોકનાર થઇ પડશે.

મા૦ કાબા ઘણુંજ અજબ થવા જેવું, તમોએ જણાવ્યું છે કે, જુદા જુદા મન ઘડત – ટુંકી સમજના દ્રષ્ટાંતો આપી વિદ્વતા તમો દેખાડવાની જે કોશેશો કરો છો, તેમાં તમો તમારી હોલ દોલ ઇમાનદારીનો ભાસ આપતા જણાઓ છો. અને તેના દાખલા તરીકે,—ઈમામે વકતની પિછાણની હદીસ ઇમામતનો જુઠો દાવો કરનાર માટે એક ખાત્રી પુર્વક દાખલ થઇ પડે છે, એમ કઇ ઇમાનદારીથી લખો છો ? શું હદીસ કે જે પેગંબર સાહેબના ફરમાન તરીકે —ગોયા એક એવો આ બો છે કે, જે પહેરે તેને ફીટ થાયજ ! નહી, કદી નહી

ખુદાવંદે કરીમના મોકલેલા પેગંબરના ચમત્કાર તરીકે એ હદીસ કોઇ પણ ખોટા ઇમામતના દાવેદરને બંધબેસતી આવે નહી, પરંતુ તેવા ખોટા બનેલા ઇમામની છુપાયેલી ઇમામતના દાવારૂપી બદન ચીરી નાંખનાર બને છે.–અને એટલા માટે ખોટી ઇમામતનો દાવો ધરાવનારાઓએ હદીસ શરીફના સબળ તત્વોને પોતાનો બરના બનાવવા, અથવા નહી વાપરવા લાયકના તરીકે જણાવો છો. પરંતુ જહાં સુધી એ હદીસ શરીફ જેની પણ મદેહ નજરમાં છે, ત્યાં સુધી ખોટી ઇમામતના દાવેદારો ઉઘાડા પડી ગયા વગર રહ્યા નથી. અથવા ઇમામતની ખરી કસોટી તરીકે એ હદીસ એક ઉમદામાં ઉમદા સાધન છે. અને હવે જ્યારે તમોને એ હદીસ શરીફની ખુબી સમજાઇ છે, તો તેના ઉપર ઉતાવળે આગળા ભેજાંથી અર્થ કરવો મુકી દઇ, એની ખરી વ્યાખ્યા તપાસો અને વધુ સમજો. કારણ કે–હાલ તમે **ઇમામે વકત**નો હજી ખરો અર્થ પણ સમજતા લાગતા નથી. અને ઇશના અશરીઓ જેવી રીતે **સાહેબુલ અસ્ર વજજમાન**નો શબ્દ જે રીતે ઇસ્તેમાલ કરે છે, તેવીજ ઢપે તમે દોરવાઇ ગયા લાગો છો; પણ નહી, એક સમજનાર બીરાદર તરીકે તમોને સત્યતાથી અને પુરતી સરલતાથી ઇમામે વકતના અર્થ માટે વધુ વિચારવા અને સમજવા આગ્રહ કરીએ છીએ.

ઇમામે વકત એટલે, વખતનો ઇમામ એમ સાધા રીતે ગુજરાતી ભાષામાં થાય છે. પણ વકતનો ઇમામ એમ માનવાથી ગયા વકતનો ઇમામ થઇ શકે છે કે નહી, તે વિચારવાનું છે. જો ગયા વખતના ઇમામની પીછાણ માટે આ અથ લઇએ, તો પછી ઇમામે વકત શબ્દ નહી હતે, પરંતુ થઇ ગએલા ઇમામ માટે લખ્યુ હોત, આ અર્થ કેવળ જાતના માની લીધેલા અર્થ તરીકે નહી, પણ એક પેગંબર સાહેબના જમાનામાં ઉચ્ચારેલા મહાન વડે હોવાથી રોજે મહેશર સુધી એ ઇમામે વકતનો બોલ અર્થ કરે છે. અને તેટલા માટેજ એ હદીસ શરીફ ઇમાનની "અસા" તરીકે ફરમાવેલી છે. નહી તો હ૦ મઉલા મુસકીલ કુશાથી પછી ઇમામ હુસેન, જેનુલઆબદીન, હ૦ મહમદ બાકર અને હ૦ જાફર સાદીકના જમાનામાં દરેક ઇમામ માટે રોશન હોવી જોઇએ. નહી કે, માત્ર મઉલા મુસકીલ કુશાઅલી માટેજ સિધ્ધ કરનારી હોય, અને તેના વધુ કારણોમા ઉતરતાં મી૦ કાબા તમોને લખનોનું ચાબખારે ઇમામી આ નામનું વખતસર મળેલું પત્ર કે જેમાં નીચેની હદીસ તમોએ વાંચી જાગૃત થયા છો.

યા અઇયો હુન્નાસ ઇન્ની તારેકુન ફીકુમ સકલૈન કિતાબલ્લાહેવ ઇતરતી અન તમસકતુમ બેહુમા લન તઝીલ્લુ બાઅદી.

**અર્થ**:—અય લોકો હું તમો વચ્ચે બે બુજગ વસ્તુઓ છોડી જાઉં છું. એક કીતાબ કુરાને મજીદ અને બીજી મારી એહલે બઇત જો મારા બાદ તેની પએ-રવી કરશો તો હીદ.યત પામશો, અને જો તેનાથી વિરૂદ્ધ ચાલશો તો ગુમરાહ થઈ જશો.

મી૦ કાજા ઈમામે વકતની પિછાણનું વધુ અજ-વાળુ ઉપરની હદીસ સકલઇન વડે એમ અમો ટુંકમાં કહીશું, કે પેગંમબરે ખુદાએ પોતા બાદ પોતાની અહલે બઇયતની પેરવી કરવા ભલામણ કરી છે. અને વિરૂદ્ધ જવાથી ગુમરાહ થવાનું કહ્યું છે. તેના ઉપર વિચાર કરો, પહેલે પોતાની બાદ **અહલે બઇત** એટલે **બઇત** લેનાર કુટુંબ તરીકે જેને ઓળખાવો, તે કોણ હાલ કોણ છે? જેવી રીતે પેગંબરની બાદ અલી, તેમના બાદ હ૦ હુશેન, તેમની બાદ હ૦ જેનુલઆબદીન, મહમદ બાકર, અને જાફર સાદીક વિગેરે હતા, અને તે દરેક ઇમામો પોત પોતાના જમાનામાં ઇમાનદારોની **બઇયત** લેનાર હતા, કારણ કે પેગંબરની **અહેલ બઇત** એમાં **બઇયત** લેનાર કુટુંબના વારસ તેઓ હતા, તેવી રીતે આજના જમાનામાં ઇમાનદારોની **બઇયત** લેનાર પેગંબર સાહેબના કુટુંબમાંથી વારસદાર કોણ છે? ગએબ ઇમ.મની બઇયત લઇ શકાય છે? ના કદી નહી, અને તેટલા માટે ગએબ ઇમામની માનીનતા

નિભાવનારાઓ ખુદાની મસ્લેહતનું બ્હાનું પેગંબર સાહે બની હદીસ સકલયન વિરૂદ્ધ કોષેશ કરી. મુઝતેહદ મુકરર ગણી તેમની તકલીદ પાળે છે. પણ મી૦ કાબાએ તકલીદની બાબત બહુ તિ લેવાનું બનાવટી સ્વરૂપ છે પણ તે જ્યાં સુધી ઇમાનદારો પાસે **ઇમામે વક્તની** પીછા-ણ, તથા હદીસ સકલઈન જેવી રોશન હદીસો મોજુદ છેની ત્યાં સુધી એ તકલીદની તકલાદી દોરવણી ટકી શકે એવી નથી.

ઇમામ જાફરે સાદીક પછી ઇમામતના પડેલા ફાંટાઓમાં ઇસમાઇલ અને મુસા કાઝીમ એ બે સાહેબો પોત પોતાના વંશમાં નસલે ઇમામત તરીકે મનાવે છે. તે આપણે જાણીએ છીએ, અને એ માનીનતાનું વાતાવરણ હસન અસકરી સુધી જાહેરમાં તે વખતના લોકોને દોરવતુ હતું, અને ખરે તે વખતના લોકો જમાનાના ઇમામ (ઇમામે વક્ત) માટે ગુંચવણમાં હોય, તો બનવા જોગ છે. પરંતુ કુરઆને શરીફમાં પેગંબર સાહેબની ઓલાદ માટેની બક્ષીશની વિશાળતા, એ તેમના અને તેમના નુરની નસલના વિરોધીઓની નસલ કતઅ થઇ જવાનો શ્રાપ:—

"ઈન્નશાને અક:હોવલ અબતર!"

**અર્થ :**—તારા દુશ્મનો વાંઝીયા છે.

ના મહાન વાકયોની અસર અત્યારે જે ઠેકાણે મૌજુદ સમજાતી હોય. તેનાથી બીજો કોણ ઇમામે વકત હોઇ શકે? વિચારો અને સમજો!!!

વળી બીજુ દ્રષ્ટાંત તમોને વિચારવું હોય, તો હ૦ જાફરસાદીક પછી ઇસમાઇલના વંશમાં જે ઇમવાર ચાલતી આવેલી ઇમામત માટે એવોજ બનાવ બનવા પામ્યો છે કે, ઇમામ મુસ્તન સર બિલ્લાના બે ફરજંદ નીઝાર અને મુસ્તેઅલ્લી એ બે સાહેબોએ પોતા પોતાના વંશમાં ઓલાદની વિશાળતાની "ઇન્નાઅઅતયના કલ કવસર" એટલે અમે તને ઓલાદની વિશાળતા બક્ષેસ કરી છે.

એની અસર ઉતરવાનું જાહેર થયા પછી મુસા કાઝીમના વંશની માફક મુસ્તેઅલીના વંશમાં પણ, થોડા વરસો પછી તેનો વંશ મોકુફ રહયો. અને અત્યારે એ અહેલે બઇતનો વારસો હ૦ અલીથી ઊતરોતર એકજ અમારા હાલના હાજર ઇમામ ના૦ આગાખાન સુલતાન મહુમદશાહ જાહેર છે.

તે સિવાય બીજા દાવેદારો આજે એવા કોણ હયાત છે? અને હયાત રહે પણ નહી. ભલે એમને માનનારાઓ, કુરઆન અને પેગંબર સાહેબની હદીસને ખોટી ઠરાવવાના દાખલાઓ ખુદાની મસ્લેહતના બહાને ગોઠવે, પરંતુ એ માનીનતાના ખુદા વહદુહલ્લા શરીકના નુરના અસલ

સ્વરૂપ તરીકે હમેશા એકજમાં રોજે મહેશર સુધી ક્રમવાર ચાલતી રહેશે. આવી રીતે પોત પોતાના ઇમામને ગેબ માનનારાઓ પણ સુરે **યાસીન**ની આયાત બારમી-મુજબ ખોટા પડ્યા વગર રહેતા નથી. કારણ કે એ આયતમાં ચમત્કારીક રીતે છે કે.

**"કુલ્લે શય્યઇન અહુસયનાહો ફી ઇમામુન મોબીન,** એટલે-દરેક વસ્તુની સમજ જાહેર ઇમામ પાસે હોય છે.

મી૦ કાબા આ ખુલ્લી આયાતની સમજ પછી ગેબ ઇમામની માનીનતા જેને ખુદા ચાહે છે. તેના પાસે ટકતી નથી.

હવે ઇમામતના નુરની શાનમાં થોડીક બાબતો સમજાવીશું કે ઇમામતના નુરનો પાવર તે એક ખુદાઇ કુવ્વત હોવાથી કોઇપણ પ્રસંગે મુશ્કેલી વખતે છુપાઇ જાય એમ હોયજ નહી અને તેવી દરેક વખતે એ કુવ્વત ખરા આકારમાં ઝળકતું રહે છે.

પેગંબર સાહેબની વફાત પછી ખલીફાએ રાશેદીનની ખીલાફતના વખતે, અને તે પછી પણ મોટા મુશ્કીલ કુરાએ પોતાની ઇમામતનો દાવો વગર આંચકે રજુ કીધો છે, હ૦ ઇમામ હુસેને કરબલાના ભયંકર પ્રસંગે પણ એ ઇમામતનો દાવો છુપાવ્યો નથી. હ૦ ઇમામ જેનુલઆબદીને પણ **યઝીદ**ના જાલીમપણા છતાં

ઇમામત તેનાજ રાજમાં તેનાજ લોકો સમક્ષ જાહેર કરી હતી, અને તે પછી દરેક ઇમામે પોતાની ઇમામતનો દાવો છુપાવ્યો નથી. તેવી રીતે ઇસ્માઇલી ઇમામો અને હાલના ઇમામ ના. આગાખાન સાહેબે જાહેર રીતે પોતાની ઈમામતનો દાવો કોર્ટ અને ઈમાનદારો સનમુખ કરેલો છે. કે જે ઝાહેરે રેહમત નામની કીતાબમાં મોજુદ છે.

અને અજબ થવા જેવું છે કે, હસન અસકરીના ફરજંદ જે મહેંદી તરીકે ગારમાં છુપાયા છે. અને પોતાની ઇમામતનો દાવો જાહેરમાં કરવાનો રૂલ બદલી નાંખી ગેબ રહી ઈમામત ચલાવે છે. એ શું, પેગંબર સાહેબના પછીથી, ચાલતી આવેલી ઇમામતની રૂઢીને ખોટી પાડવાનો ગુનાહ કરવા જેવું નથી ઉપરાંત એક ઇમામત જે વંશમાં ઇશનાઅશરી માનેછે. તે મુસાકાઝીમ એક બરદા નામની લોંડીના પેટથી અવતરેલા તરીકે પણ માન અને ઇઝતને લાયક પેગમ્બર સાહેબના કુટુંબની શોભામાં વાજબી રીતે છાજે છે ! ત્યારે ઇસ્માઇલના માતાજી એજ પેગંબરી કુટુંબમાંના હોવાથી ઇસ્માઇલ અને મુસા કાઝમ એ બેઉમાં ઈમામના ફરઝંદ તરીકે પણ ઇસમાઇલ વધુ હકદાર અને લાયક ગણાવા જોઇએ, અને ઈમામત એક ખિલાફત જેવી દુન્યવી મતા હોય, તોપણ તેના વારસદાર તરીકે ઇસ્માઇલનો હક સમજી શકાય છે.

મી૦ કાબા આ બધી બાબતો તમો ઇમામતના દરજ્જાના માંડેલા કાંટાના છાબડામાં મુકો અને પછી ખુલ્લા મનથી ખુદા અને પેગમબરના શબ્દો ધ્યાનમાં રાખીને જાહેર કરો કે, **વકતે ઈમામ** કોણ છે? **ગેબ કે જાહેર** ???

મી૦ કાબા—યાદ રાખજો કે **કુરઆન** અને **અહેલે બયત** એ એક કયામત સુધી સાથેજ રહેનાર છે, જુદા પડનાર નથી, એજ હિસાબે કુરઆન **જાહેર** અને ઈમામ **ગેબ** સાબિત કરવા જતાં તમારા કાંટાના છાબડાંમાં કુરઆન અને હદીસો વિરૂધ્ધ અગાઉથી ધડો રાખશો.

છેવટે મી૦ કાબા તમો તમોને મળેલી અંધશ્રધ્ધાની કેળવણી મુજબ તમો ગેબ ઇમામ વિગેરે ધારમિક વડાઇ ભોગવનાર તરફ ફરયા. અને જોયું, અને તેમાંથી વાજબી રીતે નિરાશ થયા છો. અને તેમાં હું વધુ આશા એવી પણ ઉમેરૂં છું કે, મુઝતહેદો અને આબીદો પણ ઇમામની પિછાણની બારામાં અમુક સંજોગોની ગેરહાજરીમાં તમોને કંઈ બતાવી શકે એવું હું માનતો નથી પણ એવી અવ્યવહારુ અંધ શ્રધ્ધાને તોડી નાંખનારા તમો મરહુમ સર સઇયદ અહમદના ભાષણો અને લેખોમાંના **મહેદી**ના મથાળાનો વિષય વાંચશો તો ખરેખર! તમારા જેવા માટે એ લેખ કાતેલ અસર કરનાર છે. અને એક રોશની મિસાલ માનું છું. અને મોસ્લેમોના આગેવાન

ભલું કરનારા માટેનાં તેમનાં મહાન કીંમતી શબ્દો —

**યક મર્દ અઝ ગેબ મી આયદ વ કાર મીકુનદ.**

એટલે –એક પુરૂષ ગેબમાંથી આવશે અને કામ કરશે.

એ શબ્દોનું જીવન તત્વ અમારા મુરશીદ ના. આગાખાન માટેજ છે કે નહી ? તે પણ તમારા વિચાર શકતીનાં કાંટાના સમતોલપણામાં નિહાળવા તકલીફ ઉઠાવશો. અને નામદાર આગાખાનને ઇમામ તરીકે વંશપરમપરાથી. ચાલતી આ વેલી હદીસુસ **સકલૈન**નું વજન જાળવનાર જણાય, તો પછી મોટા અમામાં અને કુશાદે આભા ઉપર દોરવાઇ જશો નહી. સ્વાર્થી સરટીફીકેટ ધરાવનારા આ બીદો, **સૈયદો**નો પણ ઇલકાબ ધરાવે, તે માટે તમો **ખોજા પ્રકાશ**ના વખતથીજ ભડકેલા છો. એટલે વધુ કહેવાની અગત જોતો નથી, "અને તે સાથે ખુમ્સના પઇસાના બહાને ફતવા ફેવરમાં મગાવનાર અને મોકલનારાઓ માટે ભવિષ્યમાં કાન જગાડવાંની જરૂર ઉપર આ જવાબ એક સાચા સલાહકાર તરીકે અંહીજ સુધી લખી બાકી પર તમારા પ્રતિત્યુરની રાહ જોતાં બેઠેલો છું.–અથવા તમોને નિર્ણય થતાં–એમ સાંભળવાની ઉમેદ રાખું છું, કે:—

છે અલીનું નુર સર સુલતાન શાહ;<br>
સાર **એ વરતેજી** સુરે નુરનો.

---

## ધી ઇસમાઈલી સાહિત્ય ઉત્તેજક મંડળમાં મળતાં સસ્તાં પુસ્તકો.

# આફતાબે હકીકત.

પહેલી આવૃતી તરતમાં ખપી જવાથી

**બીજી આવૃતી મંગાવો !**

આ બુકમાં આર્યસમાજી પંડિત રાધા કૃષ્ણે ના૦ આગાખાનને પુછેલા ૨૫ ધ્રષ્ટતા ભરેલા સવાલોનો હકિકતી ઇસ્લામનાં હેરત પમાડનારાં સ્પષ્ટ સિદ્ધાંતોથી જવાબ આપીને આગાખાની ખોજાઓનાં ધર્મનાં છુપાં કિમતી તત્વોના તેજસ્વી પ્રકાશથી વિરોધીઓને આંજી નાંખ્યા છે.

**એક વખત જરૂર વાંચો !**

પાકું પુઠું કિમત ૮ આના.

---

## દુઆના દુશ્મનને ઝટકો
અને
## ફીતુરી ફતવાને ફટકો.

ખોજા પંથ દરપણના આઠમા ભાગનું ખંડન!

આ નાનકડાં પુસ્તકમાં અમરેલીવાળા ગોદલજી ધનજી કાબાએ ઇસમાઇલી બંદગી વિષે તથા હાજર ઇમામ

ના૦ આગાખાન માટે ફતવા બાબત જે સાંકડી અને મુનાફીક દ્રષ્ટિથી વિવેચન કર્યું છે, તેનો અસરકારક અને ત્વારીખી તેમજ ધારમીક દલીલોથી સંપુર્ણ જવાબ લખી જે ઝટકો માર્યો છે તથા એહલે બદાતની મહોબતનાં અજ્ઞાનપણાંની! કાબાની જે સુન્ન ખોલીને જે સત્ય શાસ્ત્રનો ફટકો લગાવ્યો છે, તે ઇસ્નાઅશરી ખોજા ભાઇઓ તથા ઇસમાઇલી બીરાદરોએ વાંચી અભ્યાસ કરવા જોગ છે. આ પુસ્તક ઇસિમાઇલીયા ફીરકાનાં સત્ય સિદ્ધાંતોની રોશની મિસાલ છે.

પાકું પુઠું કિમત ૪ આના.

---

## આગાખાની ખુદાઇનો જવાબ.

પંડિત રાધા કૃષ્ણે ઉરદુમાં ના૦ આગાખાન માટે તથા તેમના હિંદુ કુટુંબના મુરીદો માટે કરેલ સહરાઘાત ભર્યાં વિવેચનને ઇસમાઇલી મહાન પીરોના બુલંદ કલામોના હવાલાથી તથા હિંદુ મુસલમીનનો મતભેદ તોડનારાં ઇસિમાઇલીયા ફીરકાનાં મહાન સિધ્ધાંતોથી આ જવાબનો દળદાર ગ્રંથ તઇયાર થવા આવ્યો છે, જે દરેક ખરૂં શોધનારને વાંચવા અને ઘરમાં રાખી અભ્યાસ કરવા જેવો છે. કિમત એક રૂપીયો

# ઈસમાયલી ચાબુક નાં. ૧.

સુરત ખાતે આર્ય સમાજી પંડીત રમ ચંદ્રે નવા ઇસ્માઇલી થયેલા હિંદુ કુટુંબોને ફેરવવા જે નિરાસા ભર્યો પાખંડ કરયો હતો ત્યા ઇસ્માઇલી વિશે ન જાણતા હુમલા કરવા હીમત કરી હતી. તેનું પેગાપણું આ ચાબુકમાં ખોલી આપ્યું છે. અને ઇસ્માઇલીયા શીરકાનાં ઝળકતાં સિદ્ધાંતોની સમજ વડે આર્ય સમાજીઓનાં મોઢાં બંધ કીધાંછે. કીમત. એક આનો

---

# ઈસ્માયલી ચાબુક નાં. ૨.

આર્ય પ્રકાશના તંત્રીએ ઇસ્માઇલી જમાતની ધારમીક સ્કુલો પર કરેલા આક્ષેપોનો સંપુર્ણ જવાબ આપીને આર્ય સમાજનાં બી હિમાયતી તરીકે ઉઘડા પાડેલા છે, કીમત એક આનો

---

# હકીકતી ઇસ્લામનો આયનો.

નુરે હીદાયતનાં અંક (૪) માં એક ઇસ્નાશરીએ પુછેલા દશ સવાલનો જુસાદાર અને ખરો હિદાયતનુમા જવાબ મી૦ ચુનારાની કલમથી લખાએલ છે. વાંચીને કદર તોલો. કીમત બે આના

---

# હાજર ઈમામની હિદાયત
અને
# મુનાફીકોનો દુરાગ્રહ.

